29/11/14

પરમ ભક્ત

# જેસલ-તોરલ,

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી મોરબી નૌત્તમ નાટક કંપનીના

માલેક તરફથી.

ઠા. ઓધવજી હીરજી તથા નેણશી ભીમજી

મુ૦ મોરબી.

આવૃત્તિ ૪ થી.  પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૦.  સને ૧૯૧૪.

અમદાવાદ.

ધી. ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યાં.

કિંમત રૂ. ૦—૨—૦.

પરમ ભક્ત

# જેસલ-તોરલ.

## નાટકનાં ગાયનો.

શ્રી મોરબી નૌતમ નાટક કંપની માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ઠા. ઓધવજી હીરજી તથા નેણશી ભીમજી
કંપનીના માલેક-મોરબી.

આવૃત્તિ ચોથી. પ્રત ૨૦૦૦.

સંવત્ ૧૯૭૦ સને ૧૯૧૪.

અમદાવાદ.
ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મુલ્ય રૂ. ૦-૨-૦

શ્રી પરમભક્ત.

# જેસલ-તોરલ નાટકની

## પ્રવેશવાર ટુંક હકીકત.

### પ્રારંભમાં મંગળાચરણ.

પ્રવેશ ૧—શ્રી કચ્છમાં ભુજનગરના ભુજીયા ડુંગર પાસે બહાદુર જાડેજા જેસલભા પોતાના સાથીઓ સાથે ત્યાંથી જતા આવતા મુસાફરોને તથા ઘણી જાનોને લુંટે છે. તે લુંટમાં અંજારના વાણીયા સધીરના દીકરાની વંઠેલ વહુ વીજળીને તથા પોતાની ભાભી શશીલેખાની બહેન સુખાનસાની દીકરી દાની વગેરેને બંધનમાં રાખે છે. ચોરીને શીર જોરી વંઠેલ વીજળી તથા જેસલભાનું પ્રેમબંધન.

પ્ર૦ ૨—ખંભરામાં જેસલભાનાં ભાભી પાસે મોઢેરાના રાજા રાવળ માલદેના દીવાના કુમાર પુરંજયની ગમ્મત. દાનીના હરણની દાસી મારફત ખબર મળતાં શશીલેખા પોતાના સ્વામી મહારાજા સંગ્રામસિંહ પાસે દીયર જેસલભાને દેશપાર કરવાનો હઠ કરીને જેસલભાને ઘેર જવું.

પ્ર૦ ૩—રાણી અમૃતનો બોધ, જેસલભાનો ક્રોધ, વંઠેલી વીજળીનું માન, દાની કુંવરી તરફથી દીવાના પુરંજયનો તથા ભાભી શશી-લેખાનો તિરસ્કાર. સ્ત્રી આધીન મોટા ભાઇ સંગ્રામસિંહનો હુકમ

માન્ય કરી નાનાભાઈ જેસલભાનું રાણી અમૃત વીજળી તથા દાની સાથે ખંભરા છોડી પોતાના અંજારના રહેઠાણમાં રહેવા જેસલભાનું ચાલ્યા જવું.

પ્ર૦ ૪—લુંટાએલા મુસાફરોનો ગભરાટ. જેસલભા તરફથી દીલાસો. મુંડામાંથી બ્રાહ્મણ બનેલાનો પ્રપંચ. મોઢેરાના ભોળા પટેલો.

પ્ર૦ ૫—સતી તોરલની ઉત્પત્તિ યશવંતરાય તથા રાણી સુશીલાને થતો આનંદ. તોરલદેના ગુરૂ ચંદનદાસ મહાત્માનો ચમત્કાર.

પ્ર૦ ૬—બંધનમાં પડેલી સ્ત્રીઓ સાથે પાણી ભરવા આવેલ વંકલ વીજળી તથા નીમકહરામી ગલકટનો પ્રેમ. જેસલભાનો વહેમ. ગલકટનો નાશ વીજળી વીલાસ.

પ્ર૦ ૭—મોઢેરામાં રાણી રૂપાંદે પાસે દીવાના કુમારની દીલગીરી ભરી ગમ્મત, ચમત્કારી સતી તોરલના દર્શન અર્થે રાજા રાણી તથા કુમાર પુરંજયનું પ્રયાણ.

પ્ર૦ ૮—સૌનગઢનો કાઠી કુમાર સાંસતીયોજી સંસારથી વીરક્ત રહેતા છતાં સતી તોરલની સમસ્યા સમજી પીતાજી સુધડસેન તથા સસરાજી યશવંતરાય પ્રત્યે સંબંધની કબુલાત આપે છે.

પ્ર૦ ૯—શ્રી દેવી મંદીરે સતી તોરલ તથા સદ્‌ગુણી સાંસતીયાજીના વિવાહની ખુશાલી, રાવળ માલદે તથા રાણી રૂપાંદેનો સત્કાર. સતી તોરલના પ્રતાપે દીવાના પુરંજયનું ડાહ્યા થવું તથા શ્રી દેવીની સ્વયંજ્યોતીનું પ્રગટ થવું. આનંદોત્સવ.

પ્ર૦ ૧૦—પ્રપંચથી બ્રાહ્મણ બનેલા મુંડા મોચણના સંસારનો ચીતાર. અંજારના લુંટાયેલા ( દરજી મીઠા ) પ્રેમાનંદ પંચોળી સાથે વરણશંકર છોકરી પ્રેમકુંવરના સંબંધનો નિશ્ચય.

પ્ર૦ ૧૧—વાગડમાં વખણાતી ડેણુ લાકડીયાની લાડુ ડોશીને લુંટવા

આવેલ લુંટારા જેસલભાનો ત્રાસ. સતી તોરલના તથા તેની નામેરી દેવાંગી ઘોડીનાં વખાણ સાંભળી તે બંનેનું હરણ કરી લાવવા જેસલ જાડેજાની પ્રતીજ્ઞા. લાડુ ડોશીનો ચમત્કાર.

---

## અંક ૨ જો.

---

પ્ર૦ ૧—સોનાગઢ પાસેના જંગલમાં નિદ્રાવશ થયેલા રાવળ માલદે તથા તેના કુમાર પુરંજય પ્રત્યે જગતના ચોર જેસલભાનો જુલમ, સતી તોરલના નામનો પ્રતાપ, જેસલ જાડેજાની હાર, રાણી રૂપાદેની જીત.

પ્ર૦ ૨—રાણી રૂપાંદે તથા રાવળ માલદેનો મેળાપ; કુમારનો છુટકારો કરવા અને વેર લેવાનો નિશ્ચય.

પ્ર૦ ૩—( અંજારનો મીઠો દરજી ) પ્રેમાનંદ પંચાળીને ત્યાં વજેશંકર તથા વેણીશંકર કાકા ભત્રીજાની લાડુ માટે થતી ફજેતી. મુંડા મોચણની છોકરી પ્રેમકુંવરને વજેશંકર બ્રાહ્મણ તરફથી મળતો દુચકો મંત્ર.

પ્ર૦ ૪—સતી તોરલને શ્રી દેવીનાં દર્શન. સંતાન પ્રાપ્તીનું આશીષ વચન. પૂર્ણ જ્ઞાની પુરૂષ પ્રીયાનો પરસ્પર પ્રેમ માગણીનો તીરસ્કાર તથા સત્કાર.

પ્ર૦ ૫—શ્રી દેવી મંદીરમાં લુંટારા જેસલની દ્રઢતા, લુચાઇ, સાંસતીયાજીની સજ્જનતા ભલાઇ, સતી તોરલની દાનાઇ, માગણી કબુલ દેવાંગી ઘોડી તથા સતી તોરલ સાથે જેસલનું કચ્છ પ્રયાણ.

પ્ર૦ ૬—કચ્છ જતાં હાલારમાં આવેલ પડધરીથી ક્રોળના રસ્તામાં જેસલ જાડેજા પ્રત્યે સતી તોરલની જ્ઞાન ગોષ્ટીકા, શૃંગાર ખંડન, મંડન, બળદોની ચોરી, પડધરીના પટેલોનો ક્રોધ, ચોરીની શોધ.

પ્ર૦ ૭—ફોળની ભાગોળેથી ગાયોના ધણ લઇ જવા તથા બળદો લઇ જવા વીશે સતી તોરલનો ચમત્કાર. ગંગા કુંડનું પ્રગટ થવું. જેસલ પીરની જગ્યા કરવા તથા ગંગા કુંડનું નામ તોરલ કુંડ ધરવા સતીની આજ્ઞા. રાજા પ્રથુભા વગેરે સર્વેની ખુશાલી, જોડીયા બંદર થઇ તુણા બંદર સતી તથા લુંટારાનું જવું.

પ્ર૦ ૮—દુચકા મંત્ર અજમાવતાં પ્રેમાનંદનું પોગળ પ્રગટ થવું. (દરજીપણું જાહેર થવું,) પ્રેમકુંવરનો પસ્તાવો.

પ્ર૦ ૯—તુણા બંદર નજીક દરીયામાં લાગેલું ભયંકર તોફાન, બહાદુર લુંટારાનો ગભરાટ, સતીની ધીરજ, પાપનો પ્રકાશ, સતી તોરલના પ્રતાપે વહાણ લુંટારો તથા મુસાફરો વગેરે સર્વેનો તોફાનથી થતો ઉદ્ધાર.

---

## અંક ૩ જો.

---

પ્ર૦ ૧—ટોકરાશંકર (મુંડો) અવલ (મોચણ) ની પરસ્પર ઓળખાણ, પ્રેમકુંવરને થતો પસ્તાવો તથા આનંદ.

પ્ર૦ ૨—અંજારના કુંડમાં પીંજરામાં પુરાએલા કુમાર પુરંજયનો છુટકારો. દીવાની સ્થિતિમાં તિરસ્કાર આપેલાનો જ્ઞાની દશામાં દાનીકુંવરી તરફથી સત્કાર પ્રેમબંધન. નિમકહરામી નોકરોનો આપસમાં નાશ. સતી તોરલના પ્રતાપે રાવળ માલદેના વૈરની શાંતિ. જેસલ જાડેજાનો પશ્ચાતાપ, દાની પુરંજયના વિવાહ.

પ્ર૦ ૩—મોઢેરાના ભોળા પટેલો. મા મોચણ ને બાપ મુંડો તેનાથી દરજી શું મુંડો તેની તકરાર. રાવળ માલદેની હજુર ન્યાય. પાપીઓને લાયક શિક્ષા.

પ્ર૦ ૪—અંજારના ઝુંડમાં બંધનમાં પડેલાંઓનો સતી તોરલની આજ્ઞાથી છુટકારો. લુગડાં ધોવા બહાને પાપી લુંટારાનાં પાપ ધોવાનો ઇલાજ.

પ્ર૦ ૫—દાનીકુંવરીને દાસીઓ તરફથી વીદાયગીરીનું માન. પતિ પત્નિનો પ્રેમ.

પ્ર૦ ૬—રાવળ માલદેની કચેરીમાં દાનીકુંવરીના પીતા દાનુરાયનું માન, સાધુ જેસલ તથા સતી તોરલ વીશે શંકા, તેના ભક્તિ પંથમાં ભળનારાઓને મનાઇ હુકમ.

પ્ર૦ ૭—રાણી રૂપાંદેનો સંત સમાગમનો ઠરાવ, રાવળ માલદેના હુકમનો અનાદર, રાજાની રીસ, રાણીને કેદ.

પ્ર૦ ૮—સતી તોરલની યુક્તિથી વગર પાણીએ વગર ખડકે લુગડાં ધોવાયાનો ચમત્કાર, પાપી જેસલના પાપનો નાશ, રાણી રૂપાંદેનું આમંત્રણ. એના આમંત્રણમાં ત્રીજાને નહિ લઇ જવાની નીતિ, કટારી મારી પેટ ચીરી અધુરો બાળક પુરો પ્રગટ થવો. જેસલભાની ચતુર રાણી અમૃતને સોંપી બંનેનું મોઢેરા જવું.

પ્ર૦ ૯—જંગલમાં સતી તોરલ તથા સાંસતીયાજીનો મેળાપ, જેસલ જાડેજાને પાપમાંથી ધર્મી અને પીર જેવો બનાવ્યો તે જાણી સાંસતીયાજીને થતો આનંદ, સરવેને મોઢેરા જવું.

પ્ર૦ ૧૦—જેસલભાના મોટા ભાઇ સંગ્રામસિંહને થતો પસ્તાવો, રાણી શશીલેખાને થતો સંતાપ, જેસલભા પાસે માફી માગી તેડી લાવવા બંનેનું ખંભરેથી અંજાર જવું.

પ્ર૦ ૧૧—સતી તોરલના પ્રતાપે રાણી રૂપાંદેનો કેદમાંથી છુટકારો, પુરંજયનો વધ, રાજા રાવળ માલદેનો ક્રોધ, લડાઇની તૈયારી.

પ્ર૦ ૧૨—સધીર વાણીયાની ગમ્મત, વંઠેલી વીજળીને મળતું જ્ઞાન, સહોદર ભાઇનો મેળાપ, પરસ્પર માફી, રાવળ માલદેનું લશ્કર સાથે આવવું, પુરંજયના મસ્તક બદલ થાળમાં પુષ્પનો ઢગલો, મૃત્યુ પામેલાનું સતી પ્રતાપે સજીવન થવું. રાજબાળા દાની તથા રાજકુમાર પુરંજયને થતો આનંદ.

પ્ર૦ ૧૩—જીજ્ઞાસુ જનોની આજીજીથી ચમત્કારી સતી તોરલનું સ્વયં પ્રગટેલી સમાતમાંથી પ્રગટ થવું. સતી સનમુખ જેસલનો સમાત લેવાનો નિશ્ચય, સાંસતીયાજીનો સમાત લેવાનો નિશ્ચય, સધીર વાણીયાની ચાહના, શ્રી દેવીનાં દર્શન, પીર જેસલ તથા સતી તોરલને મળતાં વરદાન, સર્વેને થતો આનંદ, ભક્તિ વિજયના ધ્વની સાથે પ્રયોગનું સમાપ્ત થવું.



# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ વર્ગ.

જેસલ... ... ... ...શ્રી કચ્છનો પ્રસિદ્ધ જાડેજો (લુંટારો.)
સંગ્રામસિંહ... ... ...જેસલનો મોટો ભાઇ.
સાંસતીયોજી ... ...સોનગઢનો કાઠી કુમાર.
સુધડસેન ... ... ...તેનો પિતા.
યશવંતરાય... ... ...સતિ તોરલનો પિતા.
રાવળ માલદે ... ...મોઢેરાનો રાજા. ( ગુજરાત. )
પુરંજય ... ... ...તેનો પુત્ર.
દાનુભા ... ... ...સીંધનો ગરાસીઓ.
પૃથુભા ... ... ...ફોળનો દરબાર.
ચતુરસેન ... ... ...સીંધનો સેનાપતિ.
ચંદનદાસ ... ... ...તોરલના ગુરૂ.
ટોકરાશંકર... ... ...એક મુંડો.
પ્રેમાનંદ પંચોળી ...અંજારનો મીઠો દરજી.

# સ્ત્રી વર્ગ.

**તોરલ** ... ... ...સોનગઢના કાઠી સાંસતીયાજીનાં ધર્મ પત્નિ (દેવાંગના અવતાર.)

**સુશીલા**... ... ...સતિ તોરલની માતા.

**શશીલેખા** ... ...સંગ્રામસિંહની રાણી.

**રાણી રૂપાંદે** ... ...રાવળ માલદેની રાણી.

**દાનીબા**... ... ...સિંધના ગરાશીયા દાનુરાયની પુત્રી પુરંજયની થનાર પત્નિ.

**અમૃતબા** ... ...જેસલભાની રાણી.

**વીજળી**... ... ...વંઠેલી વાણીઆણી, સધીરના દીકરાની વહુ.

**પ્રેમકુંવર**... ... ...મુંડા મોચણની છોકરી.

**અવલ** ... ... ...પ્રપંચી મોચણ.

શિવાય લુંટારા, દરબારી, વારાંગનાઓ, દાસ દાસીઓ, સાધુ, બ્રાહ્મણો, પટેલો, દેવતાઓ વગેરે વગેરે.



શ્રી ગણેશાય નમઃ

પરમ ભક્ત

# જેસલ–તોરલ.

નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

બાળાઓ— ૧

વિધિ સુતા વિણા કરધર જય કરજો વાણી માતા
ગાયે જ્ઞાતા ગુણ બુધ ગાતા રીદ્ધિ સીદ્ધિ દાતા
શુભ વિધી હરિહર ગુણ સાંભળતાં
પિતુ ભુવન તજી પ્રેમે ધાતાં
વેગે સેવક હૃદય વિચરતાં
પરમ પીયુષપી પ્રસન્ન થાતાં

એવાં દયાળુ દેવી, આપો બુદ્ધિ નવ નીધી
બાણુ દાસ યાચે, સૌ જનને સુખ શાતા....વિધિ.

**જેસલભા-સરદારો—  ૨**

જય કરો વીરનરો લુંટી લુંટી લાખોને
તનમાં મનમાં હામ ભારી રાખોને
ફતેહ જગ ઠગની નીતિ તણુા મગની;
ડગ ડગ રીતી ન્યારી હાં—હાં—હાં-
નહિ ડરવું મન અરિ હણુતાં,
રણુમાં લડતાં કદિ શીર પડતાં;
વાહ સારી શીખ, દીધી ઠીક
છો શુરવીર રણુધીર હાં—હાં—હાં—જય.

**જેસલ-વીજળી—  ૩**

યશોદાના જાયાના જેવા લાગો છો છોગાળા,
રંગ માણું રહી સંગમાં રૂપાળા-
રાજા ઇંદ્રને તજ્યાં તેં લાગે રંભા માટે મારા,
વિશ્વમાંહી વિજળી નામે પ્રગટી દારા-
ચોરી જો આવી કરી, ગોરી ગુલાબી મળી,
ગુલાબી મુખને કઠણુ કુચ જોઇ,
ખીલેલ પુષ્પ ગણી, પરાગ લેવા મોહી;
ભ્રમર ભટકતા, ગુંજારવ કરતા;
હાંક ન્યારી હાંક કોઇ છરી ખાઈ મરશે
તેનું પાપ તુને પડશે-

શશીલેખા,
સંગ્રામસિંહ— } ૪

દુર દેશ પાર ભરથાર, મુજ દીયરને તતકાળ;
ધર ધીર નાર મનમાં લગાર, જોઉં ન્યાય કરીને હાલ.
જાલીમનો જો કરી ન્યાય રાખશો, નાથ નગર મોઝાર;
કરૂં પ્રાણ ત્યાગ, જરા શાંતી રાખ તુજ આધીન મુજને ધાર.

અમૃતબા— ૫

જુઓ જગતમાં જુલમ બે ભાગ છે બળીયાના,
ગરીબને મારી અમીરી સ્વીકારી મ્હાલે મસ્તાન;
પરહીત ઘ્રતપર પડી મરે, પાપી માંખ સમાન;
પોતાનું ને પારકું, કરે અકાજ હેવાન.
પીવા સ્વારથના બધા બને, મદ પીને દીવાના,
હરિ વીસારી હું પદે ધારી હોઠ કમાના;
વીંધે દિનનું દીલ તે, છોડી જીભ વચબાણ,
દુખીયાને મારી સુખીયા બની, સુખીયા કહેવાણા.

જેસલ, સંગ્રામ,
શશીલેખા— } ૬

લ્યો રામ રામ છે ભાઈ, બહુ જાણી બે કદરાઈ;
નિજ ભામાથી ભરમાઈ, કરો દુર સહોદર ભાઈ.
સાગર નહિ મેલે માજા, બહુ નદીયો મળતાં રાજા,
બોલે શું બોલો ઝાઝા, જાણું હું સરવે જા જા.
લુંટી ઘણાંને લીધાં, દીયરજી દુઃખો દીધાં,
અમોને અકારાં કીધાં સીધાવો સીધે સીધા.

સધીર, વીક્રમ,
દરજી, વગેરે— } ૭

લુંટી લુંટારા લુચ્ચા ગયા, લાત મારી;
હવે છોડી કચ્છ દેશ, રહીએ બીજે દેશ........લુંટી.
વ્હાલા સુતની વીજળી, ચાલ્યો લઈને ચોર,
દરજાણ મારી દુબળી, પરણ્યો તો હું પો'ર;
તે પણ ગઈ રહી તેના ઘરમાં,
ગજને કાતર રહી આ કરમાં.... .... ....લુંટી.

સુશીલા— ૮

નારાયણ તારી કળા ન કળાણી,
અકળ અતિ વેદ વદે વાણી,
એકના શીર ઉપર છત્ર ઢળે છે;
અને એક પ્રાણી ભરે પાણી— નારાયણ.
પલમાં ચાહો તે કરો કદી મન હર્ષ ન શોક,
દેનારા પ્રભુ એક છો લેનારા બહુ લોક.
જ્યારે વસ્તુ દીયો ત્યારે લેનારો તે લેતાં થાકે,
એવા દીન બંધુ મુને એક આપો
સુંદર સંતાન દીન જાણી— નારાયણ.

સુશીલા— ૯

બોલ બોલ બોલાવું હેતે બાળા હાં હાંરે— બોલ.
રૂડા બાળ રમત ના કર ચાળા રે— બોલ.
દીકરીઓએ ડાહ્યાં થઈ રહેવું રે,
સાસરીએ જઈ સુખ દુઃખ સહેવું હાં હાંરે—

પતિ સેવ પરાયણ થાવુંરે,
સાચો ધર્મ એ સ્ત્રીનો સમજાવું હાં હાંરે-
( બોલ દીકરી તું પણ ડાહી થઇ એવો ધર્મ પાળીશને )
હું અ શા માટે નહિ.
( સારા મા બાપનાં બાળકો સારાંજ નીવડે )
ખમા મારી લાડકી, ખમા મારી લાડકી- બોલ.

વીજળી-ગલકુટ— ૧૦

ભામીની પાણી ભરાવે ભલા ભલાને,
પાણી ભરાવે સલામો કરાવે .... .... ....ભલા.
રંગીલી રૂપાળી જોબનભરી નારી.
પુરૂષ વશ કરી નયનમાં નચાવે.
તમારા જેવી .... .... .... .... ....ભલા.
બળીયો બાણાસુર સમો જે જગ નવ જીતાય.
નારી નયન સર લાગતાં તે અતિ આધીન થાય.

જેસલ-વીજળી— ૧૧

ચમકાવો ચીત ચટક મટક લટક ચાલતાં વ્હાલી.
ચતુર છો ચટકાળી
બીવરાવો બહુ ફકડ અકડ નજર બહાદુરી દેખાડી
નીરભય રહો પ્યારી
બહાદુરીની બીક છે બીજા માટે સુંદરી તમો તો છો
શીર સાટે
વેહું જાણી સાચાં ઓસડ વાટે ખરેખરો તે તો
ખુશીથી ખાટે

હું છું વૈદ્ય ખરો, મારૂં દર્દ હરો,
પ્રીત પાન કરો, ઠીક ઠામ ઠરો. ચમકાવો.

ફુપાંદે-સખીઓ— ૧૨ ગરબો.

કુંવર દેવકીના કાન આજ મારા મેમાન
સખા ઓધવને સાથ બળરામ ભગવાન
સૈયર સાથે હું લાગી કરવાને સનમાન,
પ્રેમે શાસ્ત્રની વીધીથી મેં બનાવ્યાં પકવાન
પીરસવાને લાગી જ્યારે મોહની લગાડી ત્યારે,
ચોરી લીધું ચીત્ત બાઈ રૂપમાં રહી લોભાઇ.
અરરરરરરરરરરર હું તો હરખે ભુલી ભાન,
કંચન ઝારી જળ ભરી મુકી મોહન પાસ,
ભોજનને ભુલી જઇ લાવી દીધાં મુખવાસ,
ફરરરરરર મારી પીચકારી ચાવી પાન,
જાદવરાય જમી કહે પામ્યા પુરણ માન;
જઇને ઘરમાં જોઉં તો પડયાં રહ્યાં પકવાન,
સરરરરરર સટકી રોકી રાખ્યા મેં કાન.
રસીયા રીસ ન રાખજો સમજી ભુલ સુજાણ,
શ્યામ કહે સુંદરી અમે પામ્યા પ્રીત પકવાન,
ધડડડડડડડ ઉઘડી ગયું દીલનું મકાન. કુંવર.
ગોપીને દીધી ગતી ગોવિંદ ગુણ નીધાન,
ભાણ કહે ભાવે ભજો સૌ જન એ મેમાન,
તરરરરરર ગુણ તાનમાં ગુણો બનો ગુલતાન. કુંવર.

પુરંજય, રૂપાંદે, સખીઓ— ૧૩

નહિ બોલું (૨) બીજી વખત બની મુરખ ના ને હા.
વારે વા કુમાર સાહેબ વાહવા.
ઘેલાઈ છેલાઈ છોડીને શરમાવ્યા.
કહીએ અમે થશો તમે સતી પ્રતાપે ડાહ્યા,
પિતા પ્રસન્ન થાશે,
માતાજી ગુણ ગાશે;
સહુ સેવકો હરખાશે,
જગતપતિ કરે અતિ સુબુદ્ધિ શ્રેય થાવા–નહિ.

સાંસતીયોજી— ૧૪

કૃતિ વીભુની છે બલિહારી.
છે બલીહારી, શેષ જાયે છે હારી. કૃતિ વીભુની.
નગખગ વારી વૃક્ષ ભુમી તે ભારી,
રચ્યા જન હીતકારી,
શાંતિ પ્રસારી મગ મગ શાંતિ પ્રસારી,
દીધા અધમ ઉધારી. કૃતિ.
સદાનો સંગાથી શિવ ભજી લેને પ્રાણી.
જીવ જવું ખાલી હાથે–
મોહ મદ મારી જન્મ તું લેને સુધારી.
જગ જાળ ગણીને અકારી. કૃતિ.

યશવંત, માલદે,<br>સાંસતીયો, તોરલ, } ૧૫<br>વગેરે—

મારી જગ મગ જો તું જાગીરે,
મારી ભારી ભ્રમણા ભાગીરે—જી—હો—જી.
મણી કંઠને ચાલ્યાં ગોતવા ગુરૂજીએ ફેરો પતાવ્યો;
અજાણપણમાં દુર દેખાતો તે પાસે પરખાવ્યોરે—જી—હો—જી.
સ્વપ્ન દશામાં બની ભીખારી ભુપ ઘરોઘર ભમતો,
જાગ્યો ત્યારે ગઈ આપદા નીજાનંદમાં રમતોરે.—જી—હો—જી.
દેવી દયાથી બચી ઉપાધી દીધી એમજ ત્યાગી,
તોરલ કહે છે તરશે સંતો ભક્તીના અનુરાગીરે—જી—હો—જી.

ટોકરાશંકર—અવલ— ૧૬

ખુબી કેવી ભરથાર (૨) મારી તગાવ્યો માફી માગો તતકાળ.
વાવા ગુણીયલ નાર (૨) જેવો તેવો પણ તારો ભરથાર,
તીરછાં નયનનાં મારો ન બાણ;
વરસાવો અમૃતની ધારા સુજાણ,
અમૃત ઇચ્છો વાવી વિષમ ઝેર;
ઝેર ન હોય સાકરની લહેર.
અરે બાઇ બાડી કે છાશ દેજે જાડી,
બાઇ જેવી તારી વાણી તેવું છાશમાં નાખીશ પાણી
સાચું કીધું શાણી એક વાર દયા આણી.
પુરા પ્રેમને પીછાની રહો સંગ રંગ માણી,
વાહવા રસીક ખરા પ્રેમ પાળનાર— ખુબી.

## અંક પહેલો સમાપ્ત.

# અંક ૨ જો.

રૂપાંદે-જેસલ— ૧૭

પાપ ભારા તું બાંધ માં લુંટારારે તારા પાપે પીંજાશે
તારી કાયા;
જાનકીજીને લઇને જાતાં રામ રૂઠયા હણાયો લંક રાયા
દ્રૌપદીને દુખ દેતાં કીચકના સો ભાઈ આગમાં હોમાયારે,
રાણી રૂપાંદે રાણી બનાવું એને મુંઢ શું બકે જોઇ માયા
હાર્યો હું જેવી અબળાની આગળ હથીયારો ખોઇ
રાણી જાયારે.

રાવળ-માલદે-રૂપાંદે— ૧૮

કરમાં ધરી સમશેર વેર લઉં જુલ્મી જેસલનું,
ઘરનાં શીયાળ શું જાય હાય વનપતિના જે સુખનું
રણમાં રમત રમાડું, મારૂં દેખાડું શુરાતન
વિજયની માળા પહેરૂં વિબુધ થશે પ્રસન્ન;
વાહવા સ્વામી ધન ધન. કરમાં.

પ્રેમાનંદ, પટેલો, વગેરે— } ૧૯

વાહ રંગ છે રંગ ભાઇ જોઈ લેજો ઢંગ થાય ફોગટના
પુરા ફજેતા,
જ્યારે જમવા બેસે ભટ ભોળા,
ખાય પચાસ લાડુ તો થોડા;

એલે પાતળ ને પડીયા કોરા.
તેમાં આવે જો તાણુ, આવી ભલે જાય પ્રાણુ,
જરા બોલે ન વાણુ થઇ મુવા જેવા સુઇ રહેતા. વા.

**તોરલ— ૨૦**

દેવી શ્રી દરસન ઘો દયાળી, દાસી તોરલ વિનવે
જેવી તેવી પણુ છું તમારી, દાસી તોરલ વિનવે
આદ્ય શક્તિ હે ઇશ્વરી અચર સચર તમ વાસ
સગુણુ રૂપ મન ભાવતું પુરો મમ અભિલાષ–દયાળી.

**સાંસતીયો-તોરલ— ૨૧**

જુવો સ્વામી જોબન બાગ સુંદર
રસીયા રંગ માણો ભોગી ભ્રમર
અલબેલી એવા બાગ ઉપર
નાચે છે કાળ જુવો નજર
કંચન સરખી કાયા કરશે અવસર લઇને ધુળ બરાબર
માર્કંડેયની માફક મળશે તમ દાસીને શરણુ શાંતિકર
ધન ધન નારી શુભ ગુણુ વાળી
નિરખું કરી હવે પ્રેમ નજર
તન મન વારી જાઉં બલીહારી
પુરણુ પ્યારા છો સુખકર– જુવો.

**સાંસતીયો, તોરલ, ગુરૂ, વગેરે— } ૨૨**

ઘડીયારાં વાગે સુતા સદ્‌ગુરૂ જાગેરે
રાતનાંરે માથે પળ ઘડીએ ઘડીઆરાં વાગે

ઝણુણુણુ બહુ જાતનાંરે ઘણુણુણુ ઘણુણાટતાંરે.
ચલુ ચક્કરને કાંટા ચાવીથી ચાલતાંરે (૨)
સાધો સાધનારે આવે બાધ નારે. માથે.
ચાવી તુટીને આવી હુતો ચમકાવતારે,
તોરલનાં દેવદેવી તુરત સુધારતારે (૨
ભક્તિ ભાતનાંરે, મુક્તિ વાતનાંરે- માથે.

જેસલ-તોરલ— ૨૩

સુભગ તોરલ સુંદરી, મનહર તમારૂં રૂપ છે;
આ રૂપનો ઉપભોગી જાણો ચતુર જેસલ ભુપ છે.
આ રૂપ નહિ પણ કુપ છે વિષ વારીથી ભરપુર છે.
સાધુ રહે તરસ્યા પીયે પાપી બની ચકચુર છે.
ધર્મી અને પાપીની વાતો પ્રેમમાં નવ થાય છે.
અગ્નિ અને દરિયામાં પડતાં અણુઝ પણ અકળાય છે.

તોરલ— ૨૪

જેસલ કરી લે વિચાર, માથે જમ કેરો માર;
સ્વપ્ના જેવો છે સંસાર, તારી રાણી કરે છે પોકાર.
આવો ને જેસલરાય પ્રેમ થકીરે, આપણુ મળીએરેજી,
પૂરા સંત હોય ત્યાં જઈ ભળીએરેજી. ટેક.
અનુભવ આવીઓ અવતાર, સાથે સદ્દગુરૂને ધાર,
જાવું ધણીને ઘરબાર, બેડલી ઉતારો ભવપાર. જેસલ.
ચાંદો સૂરજ વસે આકાશ, નવલખ તારા એની પાસ,
પવન પાણીનો પ્રકાશ, સૌ લોક કરે એની આશ. જેસલ.

ગુરૂના ગણુનો નહિ પાર, ભક્તિ ખાંડાની છે ધાર.
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર. જેસલ.
છીપું સમુદ્રમાં થાય, બાકી ધન્યરે કમાઇ,
સ્વાંતિનો મેહુલો વરસાય, ત્યાંતો સાચાં મોતી થાય. જેસલ.
મોતી એરણમાં ઓરાય, માથે ઘણ કેરા ઘાય;
ફુટે ફટકીયાં કહેવાય, સાચાની ખરે ખબરૂં થાય. જેસલ.
નિત્ય ઉઠી નાવાને જાય, કોયલા ઉજળા ન થાય,
ગુણીકાનો બેટો બાપ કેને કેવા જાય,
માવઠાંને મેહ કણ નવ થાય. જેસલ.
દેખા દેખી કરવાને જાય, એતો અધુરીયો કહેવાય;
હાથમાં દીવો લઇને, કુવે પડવા જાય,
ચાર જુગની વાણી તોરી રાણી ગાય. જેસલ.

**જેસલ-તોરલ- ૨૫**

હાંરે રથ હાંકો વેગે રંગીલી રાણી,
રંગીલી રાણી છબીલી રાણી;
પ્રીતે પધારો પ્યારા ભુવનમાંરે,
પ્રીતી પીછાનીને પાઓ પ્રીતી કેરૂં પાણી.
રાજા અમારૂં છે ભુવન ન્યારૂંરે,
મારી પ્રીતી જો જીતી લ્યો તો પાઉં પ્રીતી પાણી.
અહાહાહા વાહ વાહ-હાંરે.

**જેસલ-તોરલ- ૨૬**

જુવો જાયે જુવાની રાજાજી જુવાન,
ભવ તરવા કે દી ભજશો ભગવાન;

નથી રહેવાના કાયામાં કાયમ પ્રાણ,
જીર્ણ થાતાં ઉડી જાશે બીજે રહેઠાણ,
રમો જમો રાણી માણો વૈભવ ને માન.
તમો ધર્મી સાથે મળશે તરવાને વહાણ.
નથી ગણતા વૈભવ ને વ્હાલા ગુણવાન,
શીખ સરખા ત્યાગી સરવે ભજતા ભગવાન.

પ્રેમાનંદ-પ્રેમકુંવર— ૨૭

હું ભોળીને ભરમાવી. (૨)
પરણી ખોટી પ્રીત બતાવી (૨)
વ્હાલી કીધી વટલાવી.... .... .... હું.
તકદીર તારામાં લખીઓ સઇ,
નીરદય થામાં તું છોડી દઈ;
લટકાળી લાજ છે જાવી.... .... .... હું.
સુધારી લે બગડી બાજી.
ના ના પાજી જા મર લાજી;
દુઃખ દઉ દરબારે દોરાવી;
હું ભોળી (૨) .... .... .... .... હું.

જેસલ-તોરલ ૨૮

પાપ તારૂં પ્રકાશ જાડેજા ધરમ તારો સંભાળરે,
તારી બેડલીને બુડવા નહિ દઉં જાડેજારે;
એમ તોરલ કહે છેજી.

જતા મથેજા વાળ તોરી રાણી જતા મથેજા વાળરે,
એટલા ગુન્હા મેં કર્યા તોરલદેરે;
એમ જેસલ કહે છેજી.

લુંટી કુંવારી જાન તોરી રાણી લુંટી કુંવારી જાનરે,
સાત વીશું મોડબંધા મારીયા તોરલદેરે;
એમ જેસલ કહે છેજી.

ગોંદરેથી વાળેલ ગાય તોરી રાણી ગોંદરેથી વાળેલ ગાયરે,
વનના મેં મોર ઘણા મારીયા તોરલદેરે.
એમ જેસલ કહે છેજી.

હરણ હર્યાં લખચાર તોરી રાણી હરણ હર્યાં લખચારરે.
ડુંગરોમાં મેં દવ મેલીયા તોરલ દેરે,
એમ જેસલ કહે છેજી.

પુન્યે પાપ ઠેલાય ભક્તિ કર પુન્યે પાપ ઠેલાયરે,
બની બાળક ભજ બહુ નામીને જાડેજારે— એમ.

શાંત થયું તોફાન વીરા જો શાંત થયું તોફાનરે,
આવો કાંઠે ઉતરો જાડેજારે;
એમ તોરલ કહે છેજી. પાપ.

## અંક બીજો સમાપ્ત.

# અંક ૩ જો.

ટોકરશંકર–અવલ–        ૨૯

વહાલારે લીલા અજબ છે ઇશ્વરની જુઓ અલબેલા
દીધાં મેળવી સરખે સરખાં
તારાંરે દીઠાં ગજબ મેં સ્રીનાં ચરીત્ર પહેલ વેલાં
લોભાવ્યો મુને કરીને લટકાં.
શાના લટકા શાના ચટકા શું બોલો છો પ્યારા;
ઉત્તમ કેવી હું તમ જેવી વિચારો ધુતારા,
રસીલીજી રંગ છે–        વ્હાલા.

પુરંજય–        ૩૦

તમે કોણ તરૂણવય બાળા આવ્યાં આ ભયકારી સ્થાન
જ્યાં જમજગનો જાલીમ જેસલ લેતો બહુ જનના જાન–તમે.
સલુણી છબી નહિં હોય વિધીએ સરજી બીજી આપ સમાન
રમણી રક્ષા કરે માગું મુખથી ભાવ ધરી ભગવાન.  તમે.

પુરંજય–દાની–        ૩૧

મોહની લગાડી રાજ બાવરી બનાવી આજ,
નાજુકડી અગલી.
બજાવી મધુરી વેણુની વીણા ભલી,
વીંધી નાંખી વાલાજી પ્રેમે સુરતી કાજ        મોહની.

માગું છું પ્રેમથી રસીલા રહેમથી,
અધરામૃત પાઇ અમર કરશો તો રહેશે લાજ. મોહની.
પામીને સુરતી આપું બદલો વળી,
મારી અ્રગલી રાખે અમર મોરલીધર મહારાજ.

જેસલ-તોરલ- ૩૨

જારે જાડેજા લુગડાં ધોવા લુગડાં ધોઇ વ્હેલો આવજે
હો.... .... .... .... .... .... ....વીરા.
નુગરામાંથી સુગરો થાતાં ધીરજ મનમાં ધારજે,
હો.... .... .... .... .... .... ....ધીરા.
જોજે વીના જળ વીના પથ્થર વીર ડાઘ બધા દુર કાઢજે (૨)
તોરલ તારી વાણી ન્યારી સમજુ ન તેનો સાર જે
હો.... .... .... .... .... .... .... બ્હેની.
બેડલી સાથે મુને બચાવ્યો તેમ ભવસાગરથી તારજે (૨)
હો.... .... .... .... .... .... ....બ્હેની જારે.

દાની-દાસીઓ- ૩૩

વ્હેલાં આવજોરે અમારા ઠાકરનાં ઠકરાણી,
પ્રેમે પધારજોરે અમારા પાટવીનાં પટરાણી.
ના વીસારજોરે મારી સૈયર સરવે શાણી,
દીલમાં ધારજોરે સુરતી સાહેબાની દાની.
પ્રીતમ પ્રાણાધાર નારીના શણગાર,
તેનો ત્યાગે પ્યાર, તે નારીને ધીકાર;
હાંજી હા હા વાજી વાહ વાહ (૨).... ....વ્હેલાં.

પુરંજય-દાની- ૩૪

મારી કદર કરી ન તમે નાથજી,
વીના ઝવેરી ન પરખે હીરો હાથજી;
જો ઝવેરી ચાહે લેવા કીંમત હલકી લાગે દેવા
લટકાળા લાલા મેં કેવાં લક્ષણ જાણી લીધાં એવાં
ચાતુર તારી ચતુરી ન્યારી,
દાસી ધારી હરદમ પ્યારી.
હીરાની કીંમત પુરી આપજો,
અલબેલી પ્રેમ ઘેલી વ્હેલાં આવજો...............મારી.

વારાંગનાઓ- ૩૫

નીરત કરત નટવર ચટમટસોં,
લપટી ઝપટી સંગીત પ્રીતસોં;
થેકત કતા (૨).... .... .... .... ....નીરત.
ઉગટત સખી તતતત થૈ થૈ થૈ
ઝીં ઝીંનનન ઝીનકી ઝીનકી,
તાથા કીન કીકન કીલૈ;
તીક તીક તીક તીક તીક તીક તીક તીક
તાથેંગા તાથેંગા તા;
ચલત સુલભ ગતી .... .... .... ....નીરત.
બાજત મ્રદંગા ધીધીકટ ધીધીકટ,
ધુરા કટ (૨) ધધ મપ ધુની ગુગ્ર;
ધીનન (૨) ધીનકી ધીન કીલૈ.

દાગડતી દાં કટતી (૨)
પરન પરત અતી .... .... .... ....નીરત.
સાર લીચોરી રીતી ગાનકી
મહા મરક સોપન લઈ પારકી,
ધીનં (૨) બૂજ નિધી સર્વ સીદ્ધિ,
શ્રી રાઘેવર. .... .... .... .... ....નીરત.

રાવળ માલદે-રૂપાંદે- ૩૬

માન માન પ્યારી રાણી ન થા દીવાની,
સમજ શાણી તું હીત જાણી મુકી નાદાની. માન માન.
મમ હઠ પાસે નહિ આપ હઠ ચાલશે,
કેદ કરી રાખું આંહિ કોણ પછી કહાડશે;
બંધન તમારાં થકી સતી એ છોડાવશે,
જાદુ જોરે આવી નકી જાન એ ગુમાવશે.
જાદુ એ ન જાણે પ્રભુને પીછાને,
પટરાણી જોઉં કેમ આવે છે પરાણે,
સાધુ છે સાચા એ
ચુપ થા...............બસ જા................માન.

તોરલ- ૩૭

બ્હેની પ્યારી મારીરે સાચવજે મારો બાળ.
ભય વીસરાવી પય પીવરાવી
પારણે પોઢાડી પ્યારાં ગીત સંભળાવી,
નહિ ભુલું ઉપકાર, સાચવજે મારો બાળ

## સંગ્રામસિંહ-શશીલેખા-૩૮

ચાલો સ્વામી માફી માગુ મારા વીર પીર દીયરની પાસ,
કદી આવે ન ભ્રમર કમળ તજીને લેવાને ચંપક વાસ.
દયા પ્રથમ ન દીલમાં આણી મેણાં મારી કીધો દુર તેં રાણી
પાપી છતાં પદ પામ્યો તે પીરનું શરણુ ગ્રહણુ કરી તોરલનું
સૃષ્ટીમાં જેની સુવાસ- ધન્ય.
ધરી વિનતીને કાન એ સાધુ સુજાણુ.
નહિં ગણે દીલે દોષ મારા,
સારી આપે સુગંધ કાપો તોયે ચંદન,
ભલે મારીને ભારી કુવાડા
એવાં ચંદન જેવાં સાધુ દીલ સમજો,
સરવેને દેતા સુવાસ.... .... .... .... ....ચાલો.

## રાવળ માલદે— ૩૯

નારી નિડરરે જોઇ નજરરે.
ન કરે એ કાંઇ પણુ ફીકરરે- નારી.
કેદ પુરાણી તોયે, હઠ તજ્યો ન તેણે.
જાણી ન ગતી એની પુરી બનાવી જેણે,
બીજા શું જાણે અબળા જે સબળરે- નારી.

## માલદે-લશ્કર— ૪૦

ચાલો જંગ કરો, રણુ રંગ કરો અરિ તંગ કરો.
શુરા સંગ કરો, વેરી ભંગ કરો

લુંટારાને ભારી ભાલા બરછી મારી
સમરાંગણ માંહે ફાવી ફરો
જાલીમ એ જુલમ કરી શું સટકી છટકી જાય.
અભાગણી રાણીએ માર્યો બાળ હાથ
પોતાને હાથે ડાકણી દેખાય.
એ ડાકણીને દંડીને સુખે દીલે ઠરો— ચાલો.

પુરંજય-દાની— ૪૧

મન મોહન મારા આનંદ પામું મુર્તી જોઇને,
મોહીની મુરતી જોઇને સોહીની સુરતી જોઇને,
સુંદરી સુખ ખેતર સુકાતાં,
વરસી અમરત ધારા,
દયા દેવી તોરલની થાતાં
ભાણુ ઉદય થયો પ્યારા,
પ્રીતિનું પોષણ થાશે,
જીતી જગ પાર જવાશે,
સતીને પંથે અનુસરશે,
ભક્તિથી તે ભવ તરશે.... .... .... .... ....મન.

સર્વ— ૪૨

જય જય જય જય તોરલ દેવી,
ધીર બનાવ્યો પ્રેમે પાપી લુંટારાને આપી બુધી
સ્નેહ દેવી સેવી,

સતીના સમાજમાં અગ્રણી આ જગતમાં
ગુરૂ કૃપાથી ભાવે ભક્તિ કરીને,
જ્ઞાન દાન દઈ દીનને દયા ધરીને,
કર્યા પવિત્ર પ્રાણી પીડા હરીને;
સુખદ ભાણુ ઉદય થયો,
દાસ જનો પર કરી દયા શ્રી દેવી. જય.



# જાહેર ખબર.

---

નીચે લખેલા નાટકના ઓપેરા મોરબી નૌત્તમ નાટક કંપનીનો જ્યાં જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીંમતે મળશે માટે જેઓ સાહેબોને જોઈતા હોય તેઓએ રોકડી કીંમત મંગાવી લેવા. વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહીં.

| | નામ. | | | કીંમત. રૂ. આ. પા. |
|---|---|---|---|---|
| ૧ | તાનારીરી. | આવૃત્તિ | ૩ જી | ૦—૨—૦ |
| ૨ | સુરજમુખી સુંદરી. | ,, | ૨ જી | ૦—૨—૦ |
| ૩ | મનહર—મુક્તા. | ,, | ૨ જી | ૦—૨—૦ |
| ૪ | ભક્તરાજ પીપાજી. | ,, | ૧ લી | ૦—૨—૦ |
| ૫ | સુંદરબા. | | | ૦—૨—૦ |
| ૬ | નટવરબા. | | | ૦—૨—૦ |
| ૭ | પૃથુરાજ ચૌહાણ. | | | ૦—૨—૦ |
| ૮ | ચીત્રસેન ચંદ્રીકા. | | | ૦—૨—૦ |
| ૯ | બીરબલ અને બાદશાહ. | | | ૦—૨—૦ |
| ૧૦ | હોથલ પદમણી. | | | ૦—૨—૦ |
| ૧૧ | દીવાની. | | | ૦—૨—૦ |

ઠા. ઓધવજી હીરજી તથા નેણશી ભીમજી

શ્રી મોરબી નૌત્તમ નાટક કંપનીના માલેક.